# सुकनावळी.

—*—

આ દેશી લોકોને ફલાણા કામનું શું થશે તેવી ધારણાઓ બહુ ઉપજે છે. તે ધારણા વીશે મનનું સમાધાન કરવાને શુકનાવળી વીગેરે જોવરાવવાની ઘણી હોંશ હોય છે તે સારૂ આ ગ્રંથનો શોધ કરી પ્રસિધ કર્યો છે.

એ ગ્રંથ જોવાની સમજ એવીછે કે પ્રથમ મનમાં જે કામ કરવાનું હોય તે ચીંતવવું અને પછી આને લગતા સંખ્યાના આંકડા છે તે આંકડામાંથી ગમે તે ત્રણ આંકડાની રકમનું એક ખાનુ અગર ચોકડીના ખાનામાં નોંધેલીછે તે રકમ ધારી રાખવી. એ દરેક રકમનું વર્ણન આગળ લખેલુંછે. માટે તે રકમનું મથાળું શોધી કાઢી તે નીચે લખેલી હકીકત વાંચી જોવી, એ હકીકત એ માણસે ઇછેલા કામને અંગે સમજવી એવો આ ગ્રંથનો મહિમા છે.

નંબર ૧.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| *** | ૧૧૧ | *** | ૧૧૨ | *** | ૧૧૩ | *** | ૧૧૪ | *** |
| *** | ૧૩૧ | *** | ૧૩૨ | *** | ૧૩૩ | *** | ૧૩૪ | *** |
| *** | ૨૧૧ | *** | ૨૧૨ | *** | ૨૧૩ | *** | ૨૧૪ | *** |
| *** | ૨૩૧ | *** | ૨૩૨ | *** | ૨૩૩ | *** | ૨૩૪ | *** |
| *** | ૩૧૧ | *** | ૩૧૨ | *** | ૩૧૩ | *** | ૩૧૪ | *** |
| *** | ૩૩૧ | *** | ૩૩૨ | *** | ૩૩૩ | *** | ૩૩૪ | *** |
| *** | ૪૧૧ | *** | ૪૧૨ | *** | ૪૧૩ | *** | ૪૧૪ | *** |
| *** | ૪૩૧ | *** | ૪૩૨ | *** | ૪૩૩ | *** | ૪૩૪ | *** |

નંબર ૨.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| *** | ૧૨૧ | *** | ૧૨૨ | *** | ૧૨૩ | *** | ૧૨૪ | *** |
| *** | ૧૪૧ | *** | ૧૪૨ | *** | ૧૪૩ | *** | ૧૪૪ | *** |
| *** | ૨૨૧ | *** | ૨૨૨ | *** | ૨૨૩ | *** | ૨૨૪ | *** |
| *** | ૨૪૧ | *** | ૨૪૨ | *** | ૨૪૩ | *** | ૨૪૪ | *** |
| *** | ૩૨૧ | *** | ૩૨૨ | *** | ૩૨૩ | *** | ૩૨૪ | *** |
| *** | ૩૪૧ | *** | ૩૪૨ | *** | ૩૪૩ | *** | ૩૪૪ | *** |
| *** | ૪૨૧ | *** | ૪૨૨ | *** | ૪૨૩ | *** | ૪૨૪ | *** |
| *** | ૪૪૧ | *** | ૪૪૨ | *** | ૪૪૩ | *** | ૪૪૪ | *** |

### ૧૧૧

એ શુકન ઘણા શ્રીકાર છે, તમોને જે કામની ચીંતાછે.

તેમાં સૂખ પામશો, ઝઘડામાં જીતશો, વેપાર રોજગાર ચાલશે. વેપાર દેવામાં લાભ હોશે. તુજને દીવશ રૂડા આવ્યા છે. મનના મનોરથ ફળશે એની નીશાની તારી જમણી જાંગે તલ છે. ૧

—❋❋—

૧૧૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ઘણા મધ્યમછે, બીજું કામ વિચારજે, એ કામ થશે નહીં. મનમાં તુજને ઘણી ચીંતા છે, મનમાં ઘણું વીમાસે છે. દિન તુજને ઘણા સામાન્ય છે. શનીશ્વરની પુજા કીધે લાભ હોશે, મનમાં ચંતા છે તે મટશે. શની દેવતા પ્રસન હોશે એની નિશાની તારા ઘરની સ્ત્રી જુઠું બોલેછે. ૨

—❋❋—

૧૧૩

એ શુકનનું ફળ સાંભળો, તુજને લાભ હોવે. અર્થનો લાભ હોવે. દલની ચીંતા છે તે મટશે. પુત્રનું સૂખ ઉપજે. તારા દિન મધ્યમ હુતા તે ગયા, હવે તુજને દીવશ રૂડા આવેછે તેનો મનમાં વિશ્વાસ રાખજે. માતા અંબાજીનું વચન છે. ઈની નીશાની તારી જમણી કુખે તલછે. ૩

—❋❋—

૧૧૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ઘણા રૂડાછે કુ... ી વ્રદ્ધિ હોશે. મંગળીક હોશે. ભોમ લાભ, અર્થલાભ, લક્ષલાભ હોશે, કાંઇક સગપણ હોશે. મીત્રનો મેળાપ હોવે; આજથી માસ ત્રણ ઘણા રૂડાછે. ગુરૂ દેવતાની પુજા કરજે જેથી મનના મનોરથ ફળશે. માતા બઊચરાજીનું વચન છે. ઈની નિશાની તારી સ્ત્રીની પીઠે તલ છે. (૪)

—❋❋—

૧૨૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ઘણા રૂડા છે જે કામ ધારો તેમાં લાભ ઉપજે. કુળ દેવતાની પુજા કીજે મનના મનોરથ હોવે. તુજને લાભ હોશે. સજ્જનમાં મેળાપ હોવે. જે વસ્તુથી મેળાપ વિચારોછો તે મેળાપ હોશે, ઘણો લાભ હોશે વેદના ચંતા મટીને સુખ ઉપજે. લક્ષ્મી માતાજીનું વ-

ચનછે. ઈની નિશાની તારી જમણી જાંગે તલછે. ( ૫ )

—**—

૧૨૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ઘણા લાભના છે. કાંઈ બીજા વેપારમાં લાભ હોશે. રાજાથી સનમાન હશે. પરગ્રામ પરદેશથી લાભ હોશે. માશ ૧ માં તુજને મોટી ખુશાલી હોશે પણ કોઈના વિશ્વાસ મત કરજે. માતા બ્રમાણીનું વચન છે, ઈની નિશાની તારે ને તારી સ્ત્રીને ઘણી પ્રિતિ છે. ( ૬ )

—**—

૧૨૩

એ શુકનનું ફળ સાંભળો. એ સુકન ઘણા મંગળીકના છે માટે શુભ હોશે. કુટુંબની વૃદ્ધિ હોશે, સ્ત્રીનો લાભ હોશે, સજજનથી મેળાપ હોશે, પરદેશ તરફની એક મોટી ખુશાલી ઉપજે. તારા દલમાં એક ચંતા છે તે દીન ૨૭ માં મટશે. સંધાં કામ હોશે, શત્રુનો નાશ હોશે, પુત્રનું સુખ થશે તને ગુપ્ત ચંતા છે. તે મટશે, તુજને દીવશ રૂડા આવ્યા છે. માતા મહાકાળીનું વચન છે, ઈની નિશાની તું ઘરમાં કકળાટ કરચા પછે મનમાં પાછો તાપ કરે છે. ( ૭ ).

—**—

૧૨૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન મંગળીકના છે. ભાઇથી મેળાપ હોશે, સીઘ્ર કામ સંધાં હોશે, વેપારમાં લાભ હોશે; જે મનમાં ચંતા છે તે મટશે, પુત્રનો લાભ હોવે, ચાતુર ફળ હોવે, રાજાથી સન્માન હોવે, મન માંહેલી ચંતા જલદી મટશે, કુળ દેવતાની ભકિત કીજે, ગુરૂને દાન આપે લાભ હોશે, અને કામ સંધાં હોશે. માતા રૂદ્રાણીનું વચન છે. ઇની નિશાની જે તીન દીનમાં તેં એક કામ ગુપ્ત કીધું છે.

—**—

૧૩૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ઘણા લાભના છે, કુટુંબની વૃદ્ધિ હોશે, જે વસ્તુ ગઈ છે તે પાછી આવશે, જેથી પ્રિત તુટી છે તેથી મેળાપ હોશે, પુત્રનું તથા સ્ત્રીનું સુખ હોશે, જે એક કામ વિચારોછો તે વિચારજો; પણ તું

ઉતાવળ મત કરજે, એ કામમાં તુજને મોટી ખુશાલી હોશે. તું મંગળનું વ્રત કરેછે તે કરજે. માતા માહાકાળીનું વચન છે, ઈની નિશાની તારે ઘરાગ બેઠાની ચંતા ઘણીછે. ૯

—*—

૧૩૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ફતેના છે, જે કામનો વિચાર કરેછો તે કામ રૂડી રીતે વેહેલું થશે, સ્ત્રીનો મેળાપ હોશે, સજ્જનથી પ્રિત રેહેશે, મનમાં એક ગુપ્ત ચંતા છે તે એક સ્ત્રીથી મટશે, સંતોશ રાખજે પુત્રલાભ, ધનલાભ, પુર્વ દીશાએથી એક હોશે, ગયું ધન પાછું આવશે, ગરેહની પુજા કરજે. મનના મનોરથ ફળશે. શીઘ્ર હોશે માતા કાળકાનું વચન છે. ઈની નીશાની તારી ઈંદ્રી ઉપર જમણે પાસે તલછે. ૧૦

—*—

૧૩૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ઘણા મધ્યમ છે મનમાં ચંતા વ્યાપે, ધનનો નાશ હોવે, શરીરે કષ્ટ ઉપજે, મનમાં ચીતવ્યો કામ તે નીષ્ફળ હોવે, તારી સ્ત્રીનેશરીરે કષ્ટ ઉપજે, પાછળ વીમાસણ હોવે, હનુમાનજીનું વચન છે ઈની નિશાની તારે નજીક એક ઝાડ છે. ( ૧૧ ).

—*—

૧૩૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનમાં દુસ્મનથી જીતશે, રાજા તથા કોઇ મોટા આદમીથી લાભ હોશે, દક્ષણ દિશાથી તથા પુરવ દીશાથી લાભ હોશે, તારા ભુંડા ગ્રહ હતા તે ગયા, હવે દીન ઘણા રૂડા આવ્યાછે. કુળ દેવતાની પુજા કરજે જેથી શત્રુનો નાશ થશે. માતા તુળજાનું વચન છે. ઈની નિશાની તારી જમણી ભુજાએ તલછે. ॥ ૧૨ ॥

—*—

૧૪૧

એ સુકનનું ફળ સાંભળો. એ સુકનથી તુજને વેપારમાં તથા માલમાં ઘણા લાભ હોશે, વિહવા તથા પુત્રનો લાભ હોશે, શત્રુ તુજને પગે નમશે. માસ એકમાં તુજને ધનની રૂડી ખુશાલી ઉપજશે, મનમાં આનંદ હોવે. જગન્નાથજીનું વચન છે, ઈની નિશાની તારે તારી સ્ત્રીસું લડાઈ થઇછે.

—*—

૧૪૨

એ સુકનનું ફળ સાંભળો. મંગળીકનાં વાજાં વાજશે, ધન લાભ હોવે, ભાઈથી પ્રિત વધે, મનની ચીંતા મટે, કુટું-બની વૃદ્ધિ હોવે, સજ્જનથી મેળાપ હોવે. એ વાતમાં સં-તોષ રાખજે. જેજે વસ્તુમાં ટોટા હશે તેમાં લાભ હોવે, હા-થમાંથી વસ્તુ ગઈ છે, તે પાછી હાથમાં આવે, રાજાથી સન્માન હોવે, મનના મનોરથ સીઘ્ર હોસે. માતા ભૈરવીનું વચન છે, ઈનીનિશાની તારે કોઈથી લેણું નથી. ॥ ૧૪ ॥

૧૪૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી કાર્ય સીઘ્ર હોશે, ભવાનીની પુજા કરજે. મંગળીક કાર્ય ઉપજશે. કન્યા લાભ તા. લક્ષ્મી લાભ હોશે. તારા દલની ચંતા છે તે મટશે; પણ એક શત્રુ તારોછે તે તુજને દગો કરવા ફરે છે તેનો ભરુંસો મત કરજે. એકવાર આગે પણ દગો કરયો છે તે માટે સાવ-ધાન રેહેજે. માતા માહાકાળીનું વચનછે. ઈની નીશાની તા-રી ઇંદ્રી ઉપર તલછે. ( ૧૫ )

૧૪૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ધર્મના છે. સંપત મળશે. મનના મનોરથ ફળશે. એટલે તુજને ધન મળશે, ચં-તા કષ્ટિ મટશે, મનની ચીંતા દુર હોશે, કુળ દેવતા સામુ જોશે, હવે ગ્રહે તુજને રૂડા આવ્યા છે. તું મંગળની પુજા કરજે શત્રુ ટળશે. માતા ભદ્રકાળીનું વચન છે. ઈની નિશાની તારે મિત્રથી મેળાપ નથી. ॥ ૧૬ ॥

૨૧૧

એ શુકનનું ફળ સાંભળો, એ શુકન ઘણા રૂડા છે. તેં જે મોટો કામ ધારયો છે તે સિઘ્ર હોશે, ધર્મનો બળ તુજને મોટોછે. હવે તુજને સૂખ ઘણો હોશે, મિત્રનો, ભાઈનો મે-ળાપ હોશે વેપારમાં નફો હોશે, પુત્રનો લાભ હોશે, તું શા-નીશ્ચરની પુજા કરજે જેથી તને સુખ હોશે, માતા તોતળા-જીનું વચનછે, ઈની નિશાની તારે તારી સ્ત્રીથી સદા કલેશ રેહેછે. ॥ ૧૭ ॥

૨૧૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી મંગળીકનાં વાજાં વાજે, ઘરને વિશે લાભ હોશે, મિત્રથી મેળાપ હોશે, પુત્રલાભ ધનલાભ ઘણો પ્રાપ્ત હોશે, ચાતુર ફળ લાભ ઘણો હોશે. તું પરદેશી જવાનું કરેછે તથા પરદેશા પરગામના કામની ચંતાછે તે કુળ દેવતાની પુજાકરેથી મટશે, શત્રુ દુરહોશે, જગન્નાથજીનું વચનછે. ઈની નિશાની તારા ઘરની સ્ત્રી ઘણી જોરાવર છે. ॥ ૧૮ ॥

—**—

૨૧૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તારા દલની ચંતા છે તે મટશે, તને ધનનો લાભ હોશે, મનમાં ખુશાલી રાખજે માસ ૧ માં તારૂં કામ સીઘ્ર હોશે, ભાઈનો સંજોગ હોશે, કુટુબનું સુખ ઉપજે શરીરે શાતા રેહે, ઊંચી પદવી પામશે. તારો એક શત્રુ છે તેનો નાશ હોશે, તુજને દીન ઘણા રૂડા આવ્યા છે. તું ગુરૂની પુજા કરજે. તારૂં કામ શીઘ્ર હોશે, માતા ખોડીઆરનું વચન છે. ઈની નિશાની તારા ઘરમાં તારા વડાઉવાનું ધન છે. ॥ ૧૯ ॥

—**—

૨૧૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તુજને ઘણો લાભ હોશે, જે વસ્તુ હાથમાંથી ગઈ છે તે પાછી આવશે. વળી તુજને દુરથી એક મોટો લાભ હોશે, મનમાં એક ગુપ્ત ચંતા છે તે પણ મટશે. ધન લાભ હોશે, પુરવ દીશાથી એક લાભ હોશે, તારો એક શત્રુછે તેનો વિશ્વાસ મત કરજે. કુળદેવતાની પુજા કરજે. ગ્રેહનું દાન કીજે, તેથી ભલું હોશે, માતા આશાપુરીનું વચન છે. ઈની નિશાની તારે એક મોટી ઘાત ગઈ છે. ॥ ૨૦ ॥

—**—

૨૨૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનમાં તુજને ત્રણ વરશ થઆં સુખ નથી તે હવે તુજને ત્રણ વરશ સુધી માહા સુખ રેહેશે, તારા દલમાંની મોટી ચંતા છે તે જશે, તારૂં નશીબ ચંચળ છે, દુઃખ હતાં તે ગયાં ને હવે મંગળીક હોશે, મનના

મનોરથ ફળશે, તારે હાથેથી એક વસ્તુ પડી ગઈછે તે પાછી તારે હાથ આવશે અને સુખ ઘણું હોશે, માતા ગાતરેશીનું વચન છે તેની નિશાની તારે પાણીની મોટી ઘાત ગઈ. ॥૨૧

—**—

૨૨૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ઘણા મધ્યમ છે. મિત્રથી વિરોધ ઊપજે, શત્રુથી મીળાપ હોવે, રાજજનથી કળેશ ઉપજે, જે કામની મનમાં ચંતા છે તે કામ મોટું છે તે હોવું મુશકેલ છે, ધનની હાણ ઉપજે; ગુપ્ત ચિંતા મનની મટે નહીં. તું શનીનું દાન કરજે તેથી તુજને કાંઈક શાંનતી હોશે. માતા જળદેવીનું વચન છે, ઈની નિશાની તારી જમણી ભુજાએ તલછે. ॥ ૨૨ ॥

—**—

૨૨૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનનું ફળ મધ્યમ છે, કલેશ ઉપજે. જે કામ વિચારોછો તે ઘણું ભુંડું છે, કરીશ તો લોકમાં નિંદા હોશે ભાઇથી કલેશ ઉપજે, વેપારમાં ટોટો આવે. માટે ઓર કામ વિચારજે, એ કામમાં નિંદા છે. તું શનીશ્વરનું દાન કરજે, માતા હીંગળાજનું વચન છે. ઈની નિશાની તું રાત્રે સુપનામાં જંટાઝાળ દેખેછે. ॥ ૨૩ ॥

—**—

૨૨૪

એ શુકનનું ફળ સાંભળો. તુજને સ્ત્રીની ચંતા ઘણી છે. તે પડે કલેશ ઘણો કરે છે; પણ હવે તું ખાતરીજ રાખજે હવે તારે ભલું હોશે. તારા ભુંડા દીન હતા તે ગયા હવે તારા દીન રૂડા આવ્યા છે. દેવ તથા ગુરૂની ભક્તિ કીજે તેથી કાંમ સીઘ્ર હોશે. ગુરૂને દાને લાભ હોશે, શ્રીતાજીનું વચન છે. ઈની નિશાની તારી ડાબી બાજુ ઉપર તલ છે. ૨૪

—**—

૨૩૧

એ શુકનનું ફળ સાંભળો. મંગળીકનાં વાજાં વાજે, બેટાનો લાભહોવે, શત્રુ પગે નમશે, ધનનો લાભ હોવે, કુળદેવતાની પુજા કરજે. જગન્નાથનું વચન છે. ઈની નિશાની તારે માથે ઘરનો ભાર છે. ॥ ૨૫ ॥—*—

૨૩૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનનું ફળ મધ્યમ છે. તે કાર્ય ભુંડા વિચાર્યો છે. તે કામ થશે નહીં, મનમાં ભય ઉપજે, એ કામ કર્યાથી હાણ ઉપજે, શરીરે કષ્ટ ઉપજે કુટુંબથી કળેશ ઉપજે, સ્ત્રીથી કલેશ ઉપજે માટે કાંઈક ધર્મ કીજે તેથી સુખ ઉપજે. તું રાહુનું દાન કરજે જેથી સુખ હોશે. હનુંમાનજીનું વચનછે.ઇની નિશાની તું દેહીએ પસ્તાવો કરેછે.૨૬

—**—

૨૩૩

એ શુકનનું ફળ સાંભળો. તુજને મન ચીંતવ્યો કાર્ય ઉપજશે, તે સીધ્રને પામશે. પણ પર કાર્યની ચિંતા છે તે મનમાં તું અનરથ વિચારે છે. માટે કાંમ કરે તે વિચારીને કરજે. તથાપી ઓર કામ કીજે તેમાં લાભ હોવે, કુળદેવતાની પુજા કીજે તે થકી તારો કાર્ય સીધ્ર હોશે. તું મંગળનું વ્રત કરજે, માતા અંબાજીનું વચન છે. ઈની નિશાની તારા દલને વિષે ફીકર રેહેછે. ॥૨૭॥—**—

૨૩૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તારો કાર્ય સીધ્ર હોશે. કુટુંબનો કલેશ મટશે. ગુપ્તની વારતા કોઈ આગળ કેહેજે મત. તારા ભુંડા દીન હતા તે ગયા ને તારે રૂડા દીન આવ્યા છે. તુજને ધન લાભ હોશે, સાક્ષ્ય ફળ હોશે. દુઃખ મીટે, જસ વાધે, ઇષ્ટદેવની ભક્તિ કરજે. ઈની નિશાની તારા દીલને વિષે ગુપ્ત ચિંતાછે. ॥ ૨૮ ॥

—**—

૨૪૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી લાભ હોશે.વિવાહની તથા સ્ત્રીની ચંતા છે તે મટશે. અને એક પરદેશ અગર પરગામ જવાની ચંતા છે તે મટશે. સ્થાનકની વૃદ્ધિ હોશે. એક મનુંષ્યની તારે પ્રિત તુટી છે તેની પાછી પ્રિત હોશે. એક તારી જાતનો તારી અદેખાઈ કરેછે તે દુર હોશે. તું હનુમાનની પુજા કરજે. તારા દલમાં તેં જે કામ ધાર્યું છે તે કામ ફતેહ હોશે. માતા જળદેવીનું વચનછે ઈની નિશાની તારી સ્ત્રીને પેટે તલ છે. ॥ ૨૯ ॥

—***—

૨૪૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તુજને બમણો લાભથશે. મનના મનોરથ ફળશે, ચીંતવી વસ્તુ પામશો, જે આદમીથી મનમાં લાભ ચાહાય છે તે આદમીથી લાભ હોશે, તારા દુશ્મનની ખરાબી હોશે ને તારૂં ભલું થશે. તું શનીશ્વરની પુજા કરજે જેથી તારૂં ધાર્યું કામ હોશે. માતા બ્રમાણીનું વચન છે. ઇની નિશાની તારી જમણી ભુજાએ તલ છે. ॥ ૩૦ ॥ —✱✱—

૨૪૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી શરીરે રૂડું રેહેશે, હવે તુજને દીવશ સુખના આવ્યાછે, મનના મનોરથ ફળશે, ધન લાભ હોશે, કળેશ મટશે. એક અકસ્માત અણચીંતો તુજને મોટો લાભ હોશે, પુત્રનું સુખ થશે, દુશ્મનનો નાશ હોશે. તું મંગળની પુજા કરજે, જેથી તારા મનગમી ફળ હોશે. માતા કાળકાનું વચન છે. ઈની નિશાની તારી જમણી કુખે તલછે. ॥ ૩૧ ॥

—✱✱—

૨૪૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ઘણા રૂડા છે, તારૂં કામ સિધ હોશે, તુજને દીન ઘણા ઉચાટના જાયછે, પણ મનમાં શંતોશ રાખજે. તારૂં કામ સીઘ્ર હોશે, એક આદમી તારૂં કામ બગાડે છે તેનો વિશ્વાસ મત કરજે, ને પુત્રનું તા. સ્ત્રીનું સુખ હોશે. તું શનીનું વ્રત કરજે તેથી તારૂં ધારયું કાંમ સિધ હોશે. માતા શીતાજીનું વચન છે. ઈની નિશાની તારી ઈંદરી ઉપર તલછે. ॥ ૩૨ ॥

—✱✱—

૩૧૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન ઘણા રૂડા છે. તુજને ઘરની તથા ધનને વીશે ચંતા છે તથા કાંઈક પરગામજવાની ચંતાછે તે વેદના ચંતા મટશે; પણ તારા કુળ દેવતાની પુજા કરજે, ગ્રહેની પુજા કરજે જેંથી મનના મનોરથ ફળશે, તારો શતરૂ છે તે ટળશે. રાજાની તરફથી લાભ હોશે. માતા તોતળાનું વચન છે. ઈની નિશાની તારી સ્ત્રી ઘણી રીસાળ છે. ॥ ૩૩ ॥—✱✱—

૩૧૨

એ શુકનનું ફળ સાંભળો,એ શુકનથી મનના મનોરથ ફળશે, ધનનો લાભ હોશે, કુટુંબની વૃદ્ધિ હોશે, શરીરની કષ્ટી મટશે ઘણા દીવસની ચીંતાછે તથા રોગછે તે મટશે, મન ખુશીમાં રાખજે, વેપારમાં લાભ હોશે,જે કામ ધાર્યુછે તે-શિઘ્ર હોશે, તું માતા ભવાનીની પુજા કરજે તેથી તારૂં કામ શિઘ્ર હોશે. માતા લક્ષ્મીજીનું વચન છે. ઈનીનિશાની તારે સ્ત્રીથી ઘણી પ્રિતી રહેછે. ॥ ૩૪ ॥

—✻✻—

૩૧૩

આ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી ધનની ચંતાછે, પણ તારો સ્વભાવ ઘણો હઠીલો છે તેથી તારા દુસ્મન ઘણાછે મિત્ર પણ શતરૂ છે પણ તારૂં ભલું થાવછે. પણ એ કામ તું કરીશ તો પછી વીમાશણ ઘણી થશે માટે ઓર કામ વિચારજે, તેમાં સુખ હોશે, તું ગીરેહુની પુજા કરજે તેથી સુખ હોશે. તારી ગુપ્તની ચંતા મટશે. ભલુ હોશે માતા ખોડીયારનું વચન છે તેની નિશાની તું રાત્રે જંજાળ દેખેછે. ૩૫

—✻✻—

૩૧૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી કલ્પના, મંગળીકની વારતા થશે. ધન લાભ હોશે, સર્વે કાર્ય શિઘ્ર હોશે, મનમાં ઘણો સંતોશ રાખજે, તું મનનો ધરમીષ્ટ છે માટે મનમાં તું ચંત્તા રાખજેમત; તું પર કાર્ય કરેછે તેમાં તારે જસ ઘણો છે ને તેથી હવે તારૂં ભલું હોશે. તું મંગળની પુજા કરજે તે થકી તારો જસ વાધશે, કામશિઘ્ર હોશે. માતા ગાતરેશીનું વચન છે. ઈની નિશાની તારા ઘરમાં એક જગે ગુપ્ત ધન છે. ॥ ૩૬ ॥

—✻✻—

૩૨૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન મધ્યમછે, તારા મનમાં ચંતા ઘણી છે, સિદ્ધ કીધે વાંકુ થશે ને કામ સિદ્ધ ન થાય. ઓર કામ ચીંતવજે એ કામ કરીશ તો અવજસ કલેશની ઘણી હાંની થશે. માસ એક સુધી તુજને ચંતા છે. રાજાની તરફથી કોઈક ચંતા ઉપજે માટે કામ વિચારી કી-

જે તેથી લાભ હોશે તું હનુમાનની પુજા કરજે. ગીરેહનો દાનદીજે, તેથી તારૂં ભલું હોશે, માતા માહાકાળીનું વચન છે. ઈની નિશાની તારે કોઈથી લેણું નથી. ॥ ૩૭ ॥

—**—

૩૨૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તુજને લાભ હોશે તારા મનની ચંતા છે તે મટશે, તુજને ભાઇથી તથા મિત્રથી ઘણી ખુશાલી હોશે. શરીરે સંતોષ હોશે, ધન લાભ તથા વેપાર વિશે સત્તા હોશે. રાજાથી ખુશીનો લાભ હોશે. ઉત્તમ ફળની પ્રાપ્તિ હોશે, સ્ત્રી પારેથી લાભ સુખ હોશે. તું કુળદેવતાની પુજા કરજે માતા વાલવઠાનું વચન છે. ઈની નિશાની તારે માથે ધર્વના ભાર છે. ॥ ૩૮ ॥

—**—

૩૨૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તુજને જસ લાભ હોશે, દુઃખ સર્વે મટશે, શત્રુનો નાશ હોશે, સજનથી મેળાપ હોશે, સઉ ગીરેહ શંતોશના આવેછે. દલની ચંતા મટશે, સ્ત્રી પુત્રથી સુખ ઉપજે, ચીંતવ્યો મોટો લાભ હોવે પુર્વ તથા ઉત્તરથી એક લાભ હોવે. તું ગીરેહની પુજા કરજે તેથી તારૂં ધારયું કામ સીઘ્ર હોશે. માતા કલ્યાણીનું વચન છે. ઈની નિશાની તારે વાનસુકનો સ્વાર વેહ છે. ॥ ૩૯ ॥

—**—

૩૨૪

એ શુકનનું ફળ સાંભળો. એ સુકન સફળીકનાછે, ખેતી તથા બીજા વેપારમાં લાભ છે. ઝવેરેથી તે વેપાર હોસે, પણ તેમાં સંપત મળશે, મન ચિંતવ્યો કાર્ય શિઘ્ર હોશે, કોઈ કામમાં તને ગુપ્ત ચિંતાછે તે મટશે. શત્રુ પગે લાગશે, આપણા કુળદેવતાની પુજા કીજે ભૈરવ દેવનું વચન છે. ઈની નિશાની તારા દલને ગુપ્ત ફીકર છે. ૪૦

—**—

૩૩૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન મંગળીકનાછે, મન કામના સિઘ્ર હોશે, કુટુંબલાભ હોશે, ધન લાભ હોશે, લક્ષ્મી લાભ હોશે, કુળદેવતાની પુજા કીજે એ કામ ભલું થશે;

વેપારમાં લાભ હોશે. મનમાં સંતોષ રાખજે. તું મનથી ધ-
રમીછે તેથી તારૂં કામ શિઘ્ર હોશે, પણ તું મંગળની પુજા
કરજે. તેથી તેં કામ ધાર્યોછે તે શિઘ્ર હોશે, માતા લોકાઈનું
વચન છે. ઇની નિશાની તારી જમણી ભુજાએ તલછે. ૪૧

—⁂—

૩૩૨

એ શુકનનું ફળ સાંભળો. તેં જે કાર્ય ચિંતવ્યોછે તે થશે
નાહી, ઓર કામ વિચારજો; તુજને ગીરેહ દીશા ભુંડી છે,
મિત્રછે તે શત્રુ થાય છે. એ ત્રણ વરસ થએ તુજને ઉચાટ
છે. તું મનનો ભોળો છે. ધીરજ કીધે ભલું થશે, તું રાહુની
પુજા કરજે.તેથી તારૂં કામ શિઘ્ર હોશે,માતા વેરાહીનું વ-
ચન છે. ઇની નીશાની તારી છાતીએ તલછે. ૪૨

—⁂—

૩૩૩

એ શુકનનું ફળ સાંભળો. એ સુકનથી તું મનમાં ચિંતવે
છે તે તારૂં કામ રૂડું થશે, તેં મનમાં ચિંતવ્યો છે તે કાર્યમાં
લાભ હોસે, તું ચીંતા મત કરજે, તારે ભલા આદમીથી
પ્રિત વધે, તારે સ્ત્રી પુત્રનું સુખ ઉપજે, કુળદેવતાની પુજા
કરજે, તારે એક ગુપ્ત ચંતાછે તે મટશે. માતા માહાકાળીનું
વચન છે. ઇનિ નિશાની તારી જાંગે તલછે. ૪૩

—⁂—

૩૩૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તને લાભ હોશે.
મનના મનોરથ ફળશે,અણચિંતવ્યો લાભ હોશે,તારો ગયો
વેહપાર હાથ આવસે, મિત્ર બંધવાથી લાભ હોસે, તારે
દુઃખછે તે જસે ને ઘણું સુખ થસે. તેં એક ચીતમાં ભલું
કામ ધાર્યુ છે તે કામથી તને લાભ થશે. પુત્રનો લાભ
હોશે, દુશ્મન દુર હોશે, શરીરે શાતા હોશે. ચાતુરફળ લા-
ભ હોશે, તું ભવાનીની પુજા કરજે, તારૂં કામ સીઘ્ર હોશે,
માતા ખેત્રપાળનું વચન છે. ૪૪

—⁂—

૩૪૧

એ શુકનનું ફળ સાંભળો. તુજને ઘણા દીનની ચીંતા છે
તે મટસે, અને ભલું થસે. તું મનમાં ચીંતા મત કરજે. તને

સૂખ હોસે, હવે લાભ હોસે, સજ્જનથી પ્રિત વધે, તારે મન ગુપ્ત ચીંતા છે તે મટસે, પુત્રનું સુખ થસે, તું હનુમાનની પુજા કરજે. તારે શની દાંને લાભ હોસે. કાળભૈરવનું વચન છે. ઈની નીશાની તારે સઉથી લેહેણું સમાન છે. ૪૫

—✱✱—

૩૪૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનમાં તુજને કોઈક જીવની ચીંતાછે તે મટસે, તુજને ઘણો ધનનો લાભ હોસે મનની ચીંતા છે તે મટસે, જે વસ્તુ હાથમાંથી ગઈ તે પાછી હાથ આવે, જેથી પ્રિત તુટી હોય તેથી મિલાપ હોવે, અણચીતવી એક ખુશાલી ઉપજે, પણ તું ગીરેહની પુજા કરજે તેથી તારૂં ભલું હોસે. માતા ખોડીયારનું વચનછે. ઈની નિશાની તારી ઇંદરી ઊપર તલછે. ૪૬

—✱✱—

૩૪૩

એ શુકનનું ફળ સાંભળો, એ શુકન મધ્યમ છે. ચારમાં તુજને જસ સમાનછે. તુજને ઘણા દીવસની ચીંતાછે, મનમાં કલેશ રેહેછે, તારા હાથમાંથી વસ્તુ ગઈ છે તે આવવાની તો હાલછે પણ ધરમ કીજે ગીરેહની પુજા કીજે, નહીં તો કુડો હસે. ઇની નીશાની તારે એક જગેથી પ્રીત તુટી છે તે મીલાપ હોસે, શત્રુનો નાશ હોસે. હનુમાનનું વચનછે. ઈની નિશાની તારા પાડોશમાં સવાતો નથી. ૪૭

—✱✱—

૩૪૪

આ શુકનનું ફળ સાંભળો. મંગળીકનાં વાજાં વાજે. ઘણો લાભ થસે, ભાઈથી પ્રિત વધસે, મનની ચીંતા મટસે, કુટુંબની વૃદ્ધિ થસે સજ્જનથી મેળાપ થસે, એ વસ્તુમાં સંતોષ રાખજે જે વસ્તુમાં તું કુશળ ધારે છે તે વસ્તુ મધે લાભ થસે, જે વસ્તુ હાથથી ગઇછે તે વસ્તુ પાછી હાથ આવે. સજ્જનથી આદરમાન હોવે, મનના મનોરથ સિદ્ધ થસે, મંગળની પુજા કીજે, ગુપત વારતા ધારેલી શીઘ્ર હોવે, માતા લક્ષ્મીજીનું વચનછે. ઇની નિશાની તારે કોઈથી લેહેણું નથી. ૪૮

—✱✱—

૪૧૧

એ શુકનનું ફળ સાંભળો. ઘણી હાણ હોવે, શરીરે પીડા નીપજે, આશા નિષ્ફળ હોવે, હાથમાં આવી ધન્ય જાય, તું ઓર કામ વિચારે તેમાં તારૈ ભલું હોવે, તે કામમાં ચિંતા રાખે મત, મંગળીક હોશે, ધનનો લાભ હોશે, કલ્પના હશે તે મટસે, મિત્રનો મેળાપ હોશે, મંગળની પુજા કરજે, તેથી તારૂં દુઃખ જશે. માતા ખેત્રપાળનું વચન છે. ઈની નિશાની તારી જમણી ભુજા ઉપર તલ છે.॥ ૪૯



૪૧૨

એ શુકનનું ફળ સાંભળો એ શુકનથી તારા ચીતમાં સ્ત્રી પુત્રની સુખ સંબંધી ચિંતા છે, કાંઇક ધનની પણ હાણ થઈ છે, ઝઘડો પણછે તે સર્વે મટશે, તારી ચિંતા થોડે દીવસે મટશે, મિત્રમાં મેળાપ હોશે, તું કંઈક વીલમ કરજે તેથી તારૂ ભલું હોશે, પણ તું હનુમાનજીની શેવના કરે જેથી તારૂં કામ શિઘ્ર હોશે. જગન્નાથનું વચન છે. ઈની નિશાની તારે મિત્રથી લેહણું નથી. ॥ ૫૦ ॥



૪૧૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તુજને ધનની ચીંતા છે તે મટશે, પીડ દુઃખછે તે વામશે, રાજાથી સન્માન હોશે, પરગામ પરદેશથી ખુશાલી હોશે, તુજને સ્ત્રીની ચંતાની ચંતા છે તે મટશે . તારી ગઇ વસ્તુ છે તે પાછી હાથ આવે મનના મનોરથ શિઘ્ર હોશે, તું ગોરેહની પુજા કરજે તેથી તારૂ કામ શિઘ્ર હોશે, હનુંમાનનું વચનછે. ॥ ૫૧ ॥



૪૧૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનનું ફળ મધ્યમછે

ફુડુ ભાસેછે, પ્રથમ ચીંતા ઉપજે, પછે ખુશાલી હોય; ગુમની ચંતાછે તે માસ એકમાં મટશે, ધન્ય લાભ હોશે. શરીરે સૂખ ઉપજે મનના મનોરથ ફળશે, તું મંગળની પુજા કરજે. તેથી તારૂં ધારયું કામ શિઘ્ર હોશે. માતાશીતાજીનું વચન છે. ઈની નિશાની તારી છાતીએ તલછે. ॥ ૫૨ ॥

—※—

૪૨૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનનાં ફળ તુજને લાભનાંછે, મિત્રનો મેળાપ હોશે, સ્ત્રીની ચીંતા મટશે હુવે તુજને ધન લાભ હોસે,તારે ભલું થસે,ગીરેની પુજા કરજે જેથી સુખ ઉપજે શનીશ્ચરનું વચનછે. ઇની નિશાની તારા શરીરમાં ગુપ્ત રોગછે. ॥ ૫૩ ॥

—※—

૪૨૨

એ શુકનનું ફળ સાંભળો. તુજને ત્રણ વર્ષ થયાં શરીરમાં સુખ નથી, ધન હાંણ, પુત્ર હાણ તથા તને સ્ત્રીનું દુઃખ છે, હવે તું વિચારી કામ કરજે, હવે તું કોઈનો વિશ્વાસ કરીશ નહિ, તારૂં પુન કીધાથી ભલું થસે, જગન માતાનું વચનછે. ઈની નિશાની તારે ધનનો લાભ થસે. ॥ ૫૪ ।

—※—

૪૨૩

એ શુકનનું ફળ સાંભળો. તારો અર્થ સદાય મળસે, સજ્જનનો મીળાપ હોસે. ભલું ઓખદ ખાદે જીવનો રોગ જાસે, ધાર્યાં કામમાં સિદ્ધિ હોય, આપણા કુળદેવતાની પુજા કીજે તેથી દલ ખુશ હોવે બાલાજીનું વચન છે, ઇની નિશાની તારા પેટ ઉપર તલ છે. ॥ ૫૫ ॥

—※—

૪૨૪

આ શુકનનું ફળ સાંભળો. આ શુકનથી ઘણા દીનની ચંતા છે, તેં કાર્ય મોટો ધાર્યો છે; પણ વિલમ કીધેથી કાર્ય સારો સીદ્ધિ થસે, ઉતાવળ મત કરજે, ઉતાવળ કીધેથી કાર્ય બગડસે, મનમાં ખાતર જમે રાખજે. નીદાન તુજને ખુશાલી હોસે, આપણા કુળદેવતાની પુજા કીજે, ભૈરવનું વચન છે. ઇનીનિશાની તારે ઘરનું સુખ સામાન્ય છે. ાાપ૬

—✻—

૪૩૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તારા મનના મનોરથ ફળશે; તુજને થાનકની ચિંતા છે તે મટશે, ભાઇનો મેળાપ હોશે, તારા દુઃખના દીન હુતા તે ગયા હવે મંગળીક હોશે. દીશા ધનની પ્રાપ્તિ હોશે, સ્ત્રી પુત્રનો સુખ હોશે, તું ગીરેની પુજા કરજે તેથી મોટું મંગળીક હોશે. માતા અંબાજીનું વચન છે. ઇનીનિશાની તારી સ્ત્રી જુડાળછે.૫૭

—✻—

૪૩૨

આ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી ચિંતા, કલેસ દુઃખ મટશે, મોટાં મંગળીક હોશે, વીહુવા તથા પુત્રનો લાભ હોશે, પરગામ પરદેશની ચિંતાછે તે મટશે, પરગામ જવાનું કરે છે તેમાં ઘણો લાભ ખુશાલી થશે. તું હનુમાનની પુજા કરજે, તેથી તારૂં સર્વ કામ શિઘ્ર હોસે. માતા આશાપુરીનું વચન છે. ઇની નિશાની તું સપનાઓમાં સ્ત્રી દેખે છે. ાા ૫૮ ાા

—✻—

૪૩૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તુજને ધન લાભ હોશે, મિત્રથી મેળાપ હોશે, તુજને વેહેલી ખુશાલી

હોશે, શત્રુનો ક્ષય હોશે; પુત્ર સ્ત્રીનું સુખ હોશે, તું મનનો ઘણો ધર્મીછે જેથી તારૂં ભલું હોસે, પણ તું મંગળની પુજા કરજે, તેથી તારૂં કામ શિઘ્ર હોશે. માતા અનપુરણાનું વચનછે. ઈની નિશાની તારી જમણી ભુજાએ તલછેપ૯



૪૩૪

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી તારા મનના મનોરથ ફળશે, તું મનમાં વિચારે છે તે વિચારની મનમાં ખુશાલી રાખજે, તારા ગુરૂદેવતાના પ્રસાદથી મનના મનોરથ ફળશે, પણ તું ગીરેની પુજા કરજે. તારી ગુપ્ત ચંતા છે તે મટશે, માતા કાળકાનું વચન છે. ઈની નિશાની તારે એક ગુપ્ત ચિંતા છે. ॥ ૬૦ ॥



૪૪૧

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનમાં ભાઈને પીડા હોવે, કલેશ ઉપજે, દલને સંકટ હોવે, અંગે પીડા ઉપજે, તુજને ગીરેહ હમણાં મધ્યમ છે. પાંચ રાત ધીરજ કરજે, પછે કામ કરજે. કામ હવે શુભ શકળ છે, હાથથી વસ્તુ ગઈ છે તે ઘણી મુશકેલીથી આવે પણ તું ગીરેહની પુજા કરજે તેથી તારૂં કામ સિઘ્ર હોશે. માતા લોકાઈનું વચન છે, ઈની નિશાની તારે પેટે તલ છે. ॥ ૬૧ ॥



૪૪૨

એ શુકનનું ફળ સાંભળો. એ શુકન હેમના છે. તારૂં કામ ધર્મથી શિઘ્ર હોશે, પણ કામનો અંત્ય ન લીજે, તો કામ શિઘ્ર હોશે, અંત્ય લીધે કામ નીસ્ફળ થાશે, ધનની હાણ હુઈ છે. તું ઓર કામ વીચારજે તેમાં તારૂં ઘણું રૂડું

થશે, તું ગીરેહનું દાન કરજે, આપણા કુળદેવતાની પુજા કરજે, તેથી કામ શિઘ્ર હોશે. માતા બેહેરાઈનું વચન છે. ઇની નિશાની તારા શરીરે સુખ નથી. ॥ ૬૨ ॥



૪૪૩

એ શુકનનું ફળ સાંભળો. એ શુકનથી ધારેલુ કામ નહી થાય, ધનની હાણ પણ હોવે, માંહોમાંહીમાં વિરોધ ઉપજે, જીવની એક મોટી ઘાત છે તે માટે તું સાવધાન રેહેજે, એ કામ કરશો તો કાંઈક લાભ હોશે તે માટે તું વિચારી કામ કરજે. ગીરેહની પુજા કરજે જેથી કષ્ટ ટળશે,માતા લોકાઇનુ વચન છે. ઇની નિશાની તારી ઇંદ્રી ઉપર તલછે. ॥ ૬૩ ॥



૪૪૪

એ શુકનનું ફળ સાંભળો. જે કામ તમે વિચારોછો તે સિઘ્ર થશે, ધનલાભ હોશે, સ્ત્રીનું સુખ ઊપજે, પુત્રનો લાભ હોવે, વસ્તુ ગઈ હોય તે પાછી હાથ આવે. એક દીન, એક પક્ષ, એક માસ. એક વરસ તુજને સારૂં છે. શરદ પગે લાગશે, વેહેવારમાં લાભ હોશે, રાજાથી સન્માન હોશે, તું મનમાં ચંતા ઘણી મત રાખજે. આપણા કુળદેવતાની પુજા કીજે, તેથી કામ શિઘ્ર હોશે. માતા અંબાજીનું વચન છે. ઇની નિશાની તારી ઇંદ્રી ઉપર તલ છે. ॥ ૬૪ ॥

સમાપ્ત.

## ॥ अथद्वादशमासांच्यातिथीगमनास योग्यताचीफलश्रुति ॥

तृतियात्रयोदशीचेंफल १ चतुर्थीचतुर्दशीचेंफल १ पंचमीपौर्णिमेचेंफल १ अमावास्यावर्ज्यमुहुर्तेंचालेलसा सचंद्रदोप. भद्रा, भरणी, दिशा, योगिनी, काळ, घातवार, इत्यादिअनेककुयोगोचादोषनाहीं. गोरक्षनाथ पुसे. आणिमत्सेंद्रनाथसामैमुहुर्तेंचालेल. तोकुशलपावे लहाकेवळमुहूर्तीराजहोय. ज्यावारींजेंनक्षत्रअसेलसावे ळेसजेंअसेलतेंसत्य.

१

| પો. | મા. | ફા. | ચ. | વઈ. | જેઠ. | અ. | શ્રા. | ભા. | આ. | કા. | મા. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨. |
| ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ |
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ |

२

### फल श्रुति.

૧ સુખ ઉપજે, કળેશ ન હોય. મનકામના સીધી હોય.
૨ માહા ભય હોય, માહા ભાર ઉપજે, પસ્તાવ હોય.
૩ અર્થ પુર્ણ હોય, કાર્ય સિદ્ધિ હોય.
૪ કળેશ હોય, પણ વસ્તુલાભ હોય.
૫ વસ્તુલાભ, સંકટ ટળે, મિત્ર મીલે, સિદ્ધ હોય.
૬ ગ્રહ ચિંતા હોય, કલેશ હોય, મિત્ર સંકટ ઉપજે.

૭ શ્રી ભાગ્ય ઉપજે, મિત્ર મિળેલ. સાધત દીસે.
૮ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦ ૦
૯ અર્થ સિદ્ધી હોય, ભાગ્ય ઉપજે, કાર્યસિદ્ધી હોય.
૧૦ સૌભાગ્ય ઉપજે પણ દિવસ ઘણા લાગશે.
૧૧ મધ્યમ અર્થ માહા સીધી હોય, મીત્રી સંતોષ ઉપજે.
૧૨ અગ્રસિદ્ધી હોય મિત્ર સારથી મિલે, લાભ હોય.

૩

| | પ્રહર ૧ | પ્રહર. ૨ | પ્રહર. ૩ | પ્રહર. ૪ |
|---|---|---|---|---|
| ૧ | અર્થ. | સુખ. | મનીચી. | સૌખ્ય. |
| ૨ | મહોત્ર. | કલેશ. | સુખ. | કળેશ. |
| ૩ | અર્થલા. | રાજ્યપ. | સુખ. | વિના. |
| ૪ | કલેશ. | ભુલેહો. | કલેશ. | ભલેહો. |
| ૫ | સંકટ. | કળેસ. | પર. મી. | અર્થ. પ્રા. |
| ૬ | સંકટ. | કળેસ. | ભાગ્ય. | સૌખ્ય. |
| ૭ | વિલ. | અર્થ પ્રા. | સુખ. | લાભ. |
| ૮ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૯ | અર્થ પ્રા. | બહુભ. | મિત્ર મી. | સુખ. |
| ૧૦ | શાંત ભા. | સંપુર્ણ. | પૃથી મૃ, | પૃથસુ. |
| ૧૧ | પંથી મૃ. | અર્થપુ. | કળેશ. | મૃત્યુ. |
| ૧૨ | મૃત્યુ. | અ. પ્રા. | સુખ. | કશલ. |

૪

| | પ્રહર. ૪ | પુર્વ. | પશ્ચિમ. | ઉત્તર. |
|---|---|---|---|---|
| ૧ | સૌખ્ય. | કળેશ. | ભય. | દ્રવ્ય. |
| ૨ | શુન્ય. | નાશ. | દારિ. | ચિંતા. |
| ૩ | દ્રવ્ય. | દુઃખ. | ઈષ્ટપ્રા. | ધનશ. |
| ૪ | કળેશ. | ભયન. | શ્રમ. | સૌખ્ય. |
| ૫ | લાભ. | દ્રવ્ય. | ધન. | સૌખ્ય. |
| ૬ | ભય. | લાભ. | મૃત્યુ. | દ્રવ્ય. |
| ૭ | લાભ | કષ્ટ. | લાભ. | સુખ. |
| ૮ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૯ | સૌખ્ય, | લાભ. | કલેશ. | કષ્ટ. |
| ૧૦ | કળેશ. | કષ્ટ. | દ્રવ્ય. | ધન. |
| ૧૧ | લાભ. | દ્રવ્ય લા | શુન્ય. | નક્ષત્ર. |
| ૧૨ | શુન્ય. | સુખ. | મૃત્યુ. | કષ્ટ. |

પુરવ અને ઇશાન એક વિચાર.—દક્ષિણ અને અગ્નિ એક વિચાર.—પશ્ચિમ અને નૈરૃત એક વિચાર.—ઉત્તર અને વાયવ્ય એક વિચાર.

## દીવસનાં ચોઘડીયાંનો કોઠો.

| | રવી. | સોમ. | ભોમ. | બુધ. | ગુરૂ. | શુકર. | શની. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઉદ્વેગ. | અમ્રત. | રોગ. | લાભ. | શુભ. | ચલ. | કાલ. |
| ૨ | ચલ. | કાલ. | ઉદ્વેગ. | અમ્રત. | રોગ. | લાભ. | શુભ. |
| ૩ | લાભ. | શુભ. | ચલ. | કાલ. | ઉદ્વેગ. | અમ્રત. | રોગ. |
| ૪ | અમ્રત. | રોગ. | લાભ. | શુભ. | ચલ. | કાલ. | ઉદ્વેગ. |
| ૫ | કાલ. | ઉદ્વેગ. | અમ્રત. | રોગ. | લાભ. | શુભ. | ચલ. |
| ૬ | શુભ. | ચલ. | કાલ. | ઉદ્વેગ | અમ્રત. | રોગ | લાભ. |
| ૭ | રોગ. | લાભ. | શુભ. | ચલ. | કાલ. | ઉદ્વેગ. | અમ્રત. |
| ૮ | ઉદ્વેગ. | અમ્રત. | રોગ. | લાભ. | શુભ. | ચલ. | કાલ. |

સમજ—ઊપલા કોઠાનું સમજવું એ કે, જે દહાડે જે વાર હોય તેનુ પેહેલું ચોઘડીયું બેસે, અને તેથી છઠું ચોઘડીયું હોય તે બીજું આવે.

## રાતનાં ચોઘડીયાંનો કોઠો.

| | રવી. | સોમ. | ભોમ. | બુધ. | ગુરૂ. | શુકર. | શની. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | શુભ. | ચલ. | કાલ. | ઉદ્વેગ. | અમ્રત. | રોગ. | લાભ. |
| ૨ | અમ્રત. | રોગ. | લાભ. | શુભ. | ચલ. | કાલ. | ઉદ્વેગ. |
| ૩ | ચલ. | કાલ. | ઉદ્વેગ. | અમ્રત. | રોગ. | લાભ. | શુભ. |
| ૪ | રોગ. | લાભ. | શુભ. | ચલ. | કાલ. | ઉદ્વેગ. | અમ્રત. |
| ૫ | કાલ. | ઉદ્વેગ. | અમ્રત. | રોગ. | લાભ. | શુભ. | ચલ. |
| ૬ | લાભ. | શુભ. | ચલ. | કાલ. | ઉદ્વેગ. | અમ્રત. | રોગ. |
| ૭ | ઉદ્વેગ. | અમ્રત. | રોગ. | લાભ. | શુભ. | ચલ. | કાલ. |
| ૮ | શુભ. | ચલ. | કાલ. | ઉદ્વેગ. | અમ્રત. | રોગ. | લાભ. |

સમજ—ઉપલા કોઠાનુ સમજવું એ કે, જે દાહાડે જે વાર હોય તેનુ ચોઘડીઊં સવારે બેસે અને તેથી પાંચમાં વારનું ચોઘડીઊં હોય તે રાતનું પેહેલું ચોઘડીયું જાણવું.

સારાં ચોઘડીઆં—અમ્રત, શુભ, લાભ અને ચલ.

માઠાં ચોઘડીઆં—ઉદ્વેગ, રોગ અને કાલ.

હરેક ચોઘડીયું ૩ ઘડી અને ૩૫ પલનું એટલે ૧॥ કલાકનું કહેવાયછે.

હરેક શુભ કામ કરવું હોય અથવા બાહેર જવું હોય, તો સારા ચોઘડીઆમાં કરવું તથા જવું; નરસા ચોઘડીઆમાં તેમ કરવું નહી.

---

॥ शिव पार्वती संवादे सामुद्रिक
ग्रंथ हस्तरेखा लीख्यंते ॥



ખબર—આ પુસ્તક અમદાવાદમાં ત્રણ દરવાજાના મેદાનમાં બાલેટનની હવેલી નીચે બુકસેલર જગજીવન દલપતરામના પુસ્તકખાનામાંથી તથા અમદાવાદ ગ્રંથોદય પ્રેસમાંથી વેચાથી મળશે.